શ્રી પરમાત્માએ નમઃ

# પ્રેમ પત્રિકા.

રચનાર-ખુશાલદાસ રઘુરામ શ્રીમાળી.
મુ. ડાભલા.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
ખુશાલદાસ રઘુરામ શ્રીમાળી.
મુ૦ ડાભલા તા૦ વીજાપુર.

આવૃત્તી ૧ લી. પ્રત ૨૦૦.

સને ૧૯૧૫.

અમદાવાદ-પીરમસાના રોજા પાસે શ્રી "સત્યસાગર" પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ પોચાભાઇ ચકુભાઇએ છાપી.

કીમત રૂ. ૦-૧-૦.

શ્રી પરમાત્માએ નમઃ

ૐ

# પ્રેમ પત્રીકા.

સર્વે હરીજનોને ખબર આપવામાં આવે છે કે–તમારા મનના ખોટા વ્હેમો તથા ખોટી બુધી તથા કુદ્રષ્ટી કુકર્મ ટાળો અને માયાનું સુખ તો અલ્પ છે, કહેવત છે કે–દો ઘડીકા દેખના આખર ધુળકી ધુળ–માટે મારા વીરા સુખ સ્વપ્નવંત છે દુખનો દરીઓ ભરેલો છે અને માયા મધનું ટીંપુ છે તેનાથી સાવધ રહીને કાયામાં જે રહેલો આત્મા વળી પરમાત્મા તેનું ભજન કરીને આ ભવમાં કાયાનું તથા જીવનું કલ્યાંણુ થાય તેમ કરો અને પરમાત્માના નામની સુભ મનથી માળા ગ્રહો.

### ભજન

તમે ઉંધા વિચાર અળગા કરજો રે સુભ રસ્તે ચાલો,
પાંચ શતરૂને મારીને મોહન નામની માળા ઝાલો;
ક્રોધ કામ મોહમદ હંકારને મારો સદા સત્ય વંચન બોલો,
પ્રીતમથી તમે પ્રીત કરીને જ્ઞાનની ગીતમાં ડોલો.
દીલ વિષે કુડકપટ દગો ઘણોને ફોગટ રામ રામ સીદબોલો,

તેથી કલ્યાણ નહી થવાનું ગપ્પાં તે સીદ છોલો;
સદા કહે છે સાચું વંદુ છું કરી મુકયાં છે કોલો,
વધ્યામાં વાંધો નહી બોલે બરાબર ઓછું તે સીદ તોલો.
કહે ખુશાલદાસ પ્રેમ રાખી પ્રીતમ ઘર જાણો અગમનાં
બારણાં ખોલો.

---

હે ભાઇ મનના ખોટા વ્હેમો મુકી દો અને મન તો સદા લબાડી અને કપટ ભરેલું છે માટે તેને વશ કરી પરમાત્માને ભજો મનને વશ કર્યા વગર તો કોઈ પણ પ્રકારનું કામ સિધ થાય તેમ નથી માટે મનને વારી રાખી રામ રસ ચાખી જુવો–જેમકે ઘોડો મહામસ્તાંનો હોય છે તેને ચોકડું ઘાલી મજબુત પકડી રાખવાથી વશ થઇ ધીરો ચાલે છે તેમ મનને પણ જ્ઞાનરૂપી ચોકડું ઘાલી વશ કરો મોક્ષ માર્ગનો મુખ્ય ઉપાય એજ છે—

" ચોપાઇ "

મન કપટી લબાડીને બગાડી,
જોરાવર જાળ નાખે છે આવી આડી;
મન જવાથી તારાં અંચ્યો જાશે.
તેની સાથે જાય છે કાયા વાડી.
ખુશાલદાસ કહે જવા નવ દઇએ,
તેની સાથે વિટાંણી નવસેં નવાણું નાડી.

અરે ભાઈ જે તમારી ભુલ થઇ હોય તેની પ્રભુની પાસે માફી માગી નમ્રતા પુર્વક કંગાલની પેઠે કરગરીને કહો કે.

દોહરો.

તુ જગત આધાર સાર ભજનમાં ભાળ્યો,
દુર કરો સો દુખ આપદા અંતરની ટાળ્યો;
દલ ભીતર છે દેવ સેવ કરીએ તો મળીએ,
રહો સંતોની હજુર ભલા જન ભજનમાં ભળીએ.
વાંક ગુન્હા અનેક માફી મોહન આપજો.
ભજો રામ નામ સૌ ભાઇ નિતી રૂડી સ્થાપજો;
સંત સ્વરૂપ છે સાંમ રામ સેવે દેખાશે.
કહે કવિ ખુશાલ ન્યાલ ભજેથી થાશે.

દોહરો.

પ્રભુ પ્રેમે પોકારૂં સેવક તમારો,
દીનાનાથ દયા કરીને કર પકડો તમે મારો;
જન્મો જન્મ પ્રભુ સેવક તમારો,
ગુરૂએ બતાવ્યો ભજવાનો ધારો.
નિરગુણ શિરગુણથી તું ન્યારો,
કાયા નગરમાં વસનારો;
લાંભી કમલપર રામજ પ્યારો,
અહો નિશ જાપ જપુ તમારો.
કહે ખુશાલદાસ આઠુ પોર નામ નાથનું પોકારો.

માટે મારા ભાઇઓ કાળને વશ કરી રામ નામની માળા ઝાલો એજ મનુષ માત્રની ફરજ છે અને વિચાર ક-રવો કે હું કોણ છું આ જુગમાં શા કાર્ય માટે જન્મો છું આ જગતમાં ધારણ શી વસ્તુ ખોળવા માટે કર્યો છે સત્ય વસ્તુ ખોળવા માટે અને પુન્ય પરમાર્થ કરવા માટે તેમજ પોતાના માલીક જગતકર્ત્તા ઇશ્વિરનું ભજન કરવા માટે અને પોતાના આત્મા ને તથા કાયાને ઇશ્વરનું ભજન કરી શાન્તી આપવા માટે એજ જરૂરથી અને મારા ભાઇઓ તમે તો સદા કુકર્મ છોડયું નહિ. દુરગુણીનો સંગ છોડયો નહી અસત્યના સાથી થયા; સતસંગ કર્યો નહી. દયાને દરીયા પાર મુકી ધર્મને ઢુંકડુ આવવા દીધું નહી પાપ કામમાં તો પહેલા પ્રગટ થયા પોતાનું દ્રવ્ય અનાજ તો સંઘરીજ રાખ્યું અને પારકાનું ખાવા તાકે છે અરે હે મુર્ખા પોતાના ત્યાં તો ધન ઉપર ધુળ વાળી ડાટી મુંકયું છે અને પારકાની તી-જોરીઓ ઉઘાડે છે તેથી તું અવળો ફસાઇસ અને પરસ્ત્રી તો પડખે ને પડખે ખરીજ માટે કલ્યાણ ક્યાંથી થાય માટે તેવા ધર્મ વીરૂદ્ધ કામને દુર કરીને સદા એક આકીને ઇશ્વરને ભજી તેના સુભ ચરણના શ્વાધીન થઇ જાઓઃ—

**સાખી.**

મરણ સંકટ તારૂં મટે જો ઘટમાં કર તપાસ;
દુઃખ ભુખ ટળે તાહરૂં, રીઝે શ્રી અવીનાસ.

## સાખી.

વાંચીને વિચારજો શબ્દ ગ્રહણ કરજો સુભ કામ;
અલ્પ મતીથી આ રચ્યું વિસનગર ખુશાલરામ.
વતન વિસનગર મારૂં અંત્યજ બ્રાહ્મણની જાત;
કાયાનું નામ ખુશાલીયો રઘુરામ મમ તાત.
સેવક છું સૌ સંતનો ભુલચુક લેશો સુધાર;
અલ્પ મતીથી આ રચ્યું કર્ત્તા તો ઇશ કરતાર.

## કુંડળીઓ.

રચી રચના અપાર જગતમાં જોને સારી,
ચંદ્ર સુરજ તારા તેજ પ્રકાશ આપે ભારી;
પ્રકાશ આપે ભારી સકળ જગતના જનને.
વનસ્પતિ અઢાર રિપાવી રહી વનને.
ડુંગર પર્વત દેખ સમુદ્ર અને નદીઓ,
માણુસ પોત્રણુ માટે અન જળ કીરતારે દીઓ;
ઉપકાર ઇશ્વરે ઘણો કર્યો તેના ભજનમાં રહો મચી,
ખુશાલદાસ કળાય નહી તેની કળા રામે જગત કામે રચી.

## છપ્પા.

ખોળો ખલકમાં ખરૂં ધન રામ નામજ સાચું,
અવર બીજું ધન કુડું ને જાણો કાચું;
સાચું ધન તો સાંમ કામ આવે તે અંતે,
નિત ભજ તેનું નામ રહો ભજવાની ખંતે.

જોજો તપાસી જગતમાં ધન તે આખર ધુળ છે.
ખુશાલદાસકહે ભજો રામનામને સુખનું એ સજ્જડ મુળછે

દોહરો.

ખરૂં તત્વ તપાસ સમજી તું તારી મેળે,
રહ્યો પોતાની પાસ અંધા અળગું શું ખોળે;
માંખણમાં છે ઘી તાવે તત્ત્વ ઘ્રત થાય છે.
તેમ વસે કાયામાં કીરતાર ખુશાલદાસ જુવે તેનેજ જણાય છે

છપ્પા.

કાયામાં કીરતાર દેખે દુખજ દુરૂં;
કાયામાં કીરતાર પરખે તો સુખજ પુરૂં.
કાયામાં કીરતાર પ્રકાશ તેનો ઘણેરો.
પરખ્યા કાયામાં કીરતાર ભણ્યો તે વેદ ભલેરો,
કાયામાં કીરતાર પરખ્યા તે નરજ નરમાં,
કાયામાં પરખ્યા કીરતાર નવનિધી તેના ઘરમાં;
વળી જેણે પરખ્યા કીરતાર ને જગતમાંથી તે તરી ગયા.
કહે ખુશાલ તેના ગુણ ગવાઇ પ્રખ્યાત નામ ભજેથી થયા.

છપ્પા.

જુવો રચના જોઇ ઘટમાં ઘાટ છે કેવા,
તીર્થ મંદીર ને ધામ કાયામાં વસતા દેવા;
નીર નદી નરવાંણ સમુદ્ર પેખો પલમાં,
ચંદ્ર સુરજ તારા તેજ તપાસી લોને દલમાં.

દેવ મંદીર ને ધામ રચના ત્યાં રૂપાળી,
ડુંગર પર્વત દેખ નજરે લોને ન્યાળી;
વળી વનસ્પતી અઢાર ભવન ત્રણ તપાસો,
કહે ખુશાલદાસ ખરા ધણી તણો છે કાયામાં વાસો.

## છપ્પા,

સદા ભજ તું શામ કામ આવે તે તારે,
અહો નિશ ભજ તેનું નામ તેથી ઉતરીસ પારે.
પલકમાં ઉતરીશ પાર રાખ ધ્યાન તેના ચરણમાં,
સર્વમાં વ્યાપીક રામ બાદ ન જાણો વરણમાં.
સાંન્તીથી શ્રીરામને ભજે દુખમાં નહિ આવો કદા.
ખરા ધણીને ખંતથી ખુશાલદાસ તું ભજ સદા.

## દોહરો.

શોક સંતાપ ટળે સૌ ચાલે જ્ઞાન વિસ્તાર,
ઘટ પર ઘટમાં પરખીએ એક કરણીગર કરતાર;
કરણીગર કરતાર જેણે રચ્યો સંસાર,
દેહામાં દાદો રહયો ખરો ખુશાલદાસ તારો કીરતાર.

## દોહરો.

તજી દે ચિંતા તારા ચીત તણી ચિંતા તજીને ચેત.
ખુશાલ દેહ દુર્લભ ગણી કર જ્ઞાન સંકેત.
બીજ બળી ખાખજ થશે ખાલ્લી પડશે ખેત,
ખુશાલ દેહં દુર્લભ ગણી ચેત ચેત અચેત.

## છપ્પા.

મનકા મેલ કાપીએ સાચા લગાવીએ તાર,
તારામાં તે રહયો જીવરૂપ આંકાર.
વસ્તુ નથી વેગળી દુર નથી તે દેશ,
કાયામાં કળા કરી જોતાં તો સુખ બેશ.
પૃથ્વી આકાશ પાતાળ તણો પલમાં આવે પાર.
જરણા રાખી જાળવે સાંજ મટી થાય સવાર.
રજની મટી ને દીન ભાંણુસુર કોટીક ઉગશે.
ખુશાલદાસ તુજ કીરતાર તે કાયા મધે ભેટશે.

## છપ્પા.

ઘટમાં રચના ગોવિંદ તણી દેખે ભવદુખ જાય,
ઘટ પર ઘટ તપાસતાં જીવ રૂપ જણાય.
જીવ રૂપ જણાય વિષ્યની વાસના ભાગે;
કરતાં એવા ઉપાય જ્ઞાન ઈંદ્રીઓનું જાગે.
સૌમાં જાણુવો એક ટેક રાખેથી તરશે;
નામ તણું નાવ તે થકી ભવ ઉતરશે.
ઉતરશે ભવપાર વાસના વેગળી એની;
ખુશાલદાસ આમાં કીરતાર છે જુદાઈ જાણો છો શેની.

## દોહરો,

ગુરૂ ચરણુને વંદીએ જીત થાશે ભાઇ એમાં;
એક રૂપે રહયો રામ બાદ જાણો ... ..ન..

ન રાખીએ કંઈ બાદ વાદ ભજન ના ધરીએ;
વસ્તુ ઉપાએલ અનેક સઘળું રચ્યું છે હરીએ.
પાણીની પેદાશ ઘાટ કરી રચના રચાવી;
કરી જ્ઞાન વિસતાર લો તમે એજ માવી.
ડેરે મસીદે મંદીરે સકળમાં તેનો વાસ છે.
વળી ખુશાલદાસ તુજ કાયા મધે કીરતારનો પ્રકાશ છે

છપ્પા.

ડુંગર જેવડું દુઃખ હાથે સીધ લીધું હોરી.
કરો સુભ વિચાર કાયાની કારીગરી કોણે કોરી.
જડરૂપ જે ઝાડ તે કોણે બનાવ્યું.
પશુ પક્ષી ઈંડ ખાંણુ હરીએ નિપજાવ્યું.
વચન કોલનો કરી કરાર જન્મ મનુષનો માગીઓ.
ખુશાલદાસ કહે ભુલ્યો દશમો ભાગ નિંદ્રામાંથી ન જાગીઓ

છપ્પા.

કડી પ્રાંતનો કસ્બો ગામ વિસ નગર કહીએ,
અંત્યજ બ્રાહ્મણુની જાત ફતે દરવાજે રહીએ;
રઘુરામ શીરતાજ તે નો પીતા થાય છે,
કરીએ ભીક્ષાવૃતિનું કામ કુળ ધંધો કહેવાય છે.
રામ સરખું રાજ્ય જમવા આપી આખરી,
ઉત્તમ રાજ્ય પ્રતાપ કરૂ છું નોકરી;
અલ્પમતી ખુશાલતણી સૌનો તાબેદાર છે

નાના મોટા સર્વેને પ્રેમથી મારા નમસ્કાર છે.

---

હે ભાઇઓ—માયાવર્થ—સરે નહી અર્થ—ભજવા થાવો સામર્થ રાખો નિતી—ટાળો અતિની—રાખો સુભ સંતોની રિતી ટાળો કુદ્રષ્ટીને કુમતી—સુભ માર્ગ સુખને સાંન્તી—ભાઇઓ આ જગતમાં જન્મ ધારણ કરી જેણે ઇશ્વર ગુણ ગાયાનથી કે કંઇ પુન્ય પરમાર્થ કર્યું નથી તેવા પુરૂષને કેવળ ફોગટ ફેરા જેવું છે—કહેવત છે.

---

નાગા આવ્યા નાગા જાયા, ફેરાતો તું ફોગટ લાવ્યા;
બાંધ્યા દુષ્ટ તેં ખોટા દાવા, આખર જમનાં જુતાં ખાવા. ૬૦

---

દશે ડાહાપણના ઉપજ્યાં સોળે કળા ન હોય—
વીસ વર્ષના થયોને વાસના નહી પ્રસરી તેનાં વર્ષવાટમાં ખોય

---

માટે મારા વીરા સદા ઇશ્વરગુણ ગાવો અને આપણા ગજા પ્રમાણે પુન્ય દાન કરો એજ તરવાનો ઉપાય. ધર્મ જય પાપે ક્ષય.

---

સમજી શકો તો સુખ આવે ઓ મનડા જાગી જુઓ તો સુખ આવે—ભુડા સંગે તમે ભોપાળુ કુકશો ડુબશો હરી-

આમાં દાવ નહી ફાવે દુર કર દુરમતી સંગને સુરખા ચઢી-જા નામના નાવે—સંગે રહેવાથી રંગતને લાગશે—સંત સ્વરૂપ સામનું ફાવે—ચોરાશી નીતને ચિંતા મટશે ભાંણે ભોજન ભુખ વિના નહી ભાવે—કાયાવગરમાં કળા કરતારની પુજે પ્રશાન થાવે—અનાદીનું રૂપ ત્યાં દેખાશે ભવની ભાવટ જાવે—ઘટપર ઘટમાં ચેતન સરખો રૂપ ખુશાલદાસ રૂપ દરસાવે.

---

## ભજન

અરે સોનું ગાળી જાણે સોનીડા બીજા તેના અજાણુરે—ઝવેરી તે હીરાને ઓળખે મુરખ ધારે પાસાંણુરે—અંધના આગળ આરશી તેને મુદલના દેખાયરે—પવૈયાની સંગે પદમણી રાખે વૈભોગની ઇચ્છાયરે—સર્વે ખોટું ધારવું તે હતું મળે પુરૂષ સુખ થાયરે—જ્ઞાની સમજે જ્ઞાનની રીતમાં સિધી બતાવી છે વાટરે—ઓઝોઘડી જાણે ઠીકરાં સોની ઘડે ઝીણાં ઘાટરે—ખાવો પીવો ધન વાપરો ભગતી કરો રાખી ટેકરે—આપજી બાનાની પત રાખશે સર્વે વ્યાપીક છે એકરે—સોન સીખર ગઢ સાયબો ગગનમાં મંડળમાં તેનો ઘોરરે—એણી અગરૂપર એજ છે સોન સીખર ગઢ તેનું જોરરે—સર્વે વ્યાપીક શામળો પુજે મળે મહાપ્રભુપરે—સીધો રસ્તો સંતસંગનો માયા કરમો કુપરે—દલ્લભીતર

દેવળ પુજે મળે મોટો દેવરે—ખુશાલદાસ કીલોળમાં સમરૂ સરસ્વતી બાઈ—સેવા કરવા સેવક ધાઇ—મોર વાહુન તુમા- વડી ગુણ તણો નહી પાર—ગાંડાને ગુણ આપજો ચાલે ગ્રંથ વિસ્તાર—વિધાનો ભંડાર તું છે હુંસ વાહની માત— કૃપા કરી કર ઝાલો નવ જોશો નાત કે જાત—સરસ્વતી સતી સાચી નવખંડ તારૂં નામ—નિરમળ મનથી ચરણ વંદુ આપો આટલી હામ—સરસ્વતી બેલે જેને ભાગ્ય તેનું ધન—પાણ જોડું પ્રેમ કરી શીશથી કરૂં નમન—સૌને વિધા આપે સરસ્વતી મોટી તે નિસાંની—તુંજ કૃપાએ થયા મહાત્માતુજ કૃપાએ જ્ઞાની—તુજ કૃપા વિના સીધનથી રાખું હું વિસવાસ કરજોડી ખુશાલદાસ વિનવે સૌ સંતોનો દાસ.

પ્રકાશક
કીર્તનકર્તા માસ્તર
ખુશાલદાસ રઘુરામ
શ્રીમાળી મુ. વીસનગર
ઠે. ફતે દરવાજે

મુ. ડાભલા.
કર્તા તથા રચનાર
ખુશાલદાસ રઘુરામ શ્રીમાળી.
ડાભલા સ. ગુ. અંત્યજ શાળાના મહેતાજી
તા. વીજાપુર.

# હરિ ભજન દીપાવળી.

## રચી પ્રસિદ્ધ કર્ત્તા.



વિસનગરવાસી—ડાભલા સ૦ ગુ૦ અંત્યજ શાળાના મ તાજી ખુશાલદાસ રઘુરામ શ્રીમાળીએ રચી તૈયાર કર્યું છે તે થોડી મુદતમાં છપાએ બહાર પડશે તેમાં છપ્પા કુંડળી આ અનુભવી ભજનો પદો દોહરા મળી સુંદર પુસ્તક બનશે તેની કીં. ૦—૪—૦ રાખવાની છે પણ પ્રથમ ગ્રાહક થઈ નામ નોંધાવનારને ૦—૩—૦ આપવામાં આવશે અર્ધા પૈસા પેહલા લેવામાં આવશે.

| | |
|---|---|
| મુ. વિસનગર<br>માસ્તર ખુશાલદાસ<br>રઘુરામ શ્રીમાળી<br>ઠે. ફતેદરવાજે | કીર્તન કર્ત્તા ખુશાલદાસ રઘુરામ<br>શ્રીમાળી.<br>મુ ડાભલા સ. ગુ. અંત્યંજશાળાના<br>મહેતાજી તા. વિજાપુર |